ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરિભ્યો નમઃ

# સ્તવન સંગ્રહ

: રચયિતા :

ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરિ

પટ્ટધર પૂજ્યપાદ આચાર્ય

શ્રી વિજયવલ્લભસૂરિશ્વરજી મહારાજ



: સંપાદક :

મુનિ શ્રી વિકાશવિજયજી મહારાજ

ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદ સૂરિભ્યો નમઃ

# સ્તવન સંગ્રહ

: રચયિતા :

ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરિ

પટ્ટધર પૂજ્યપાદ આચાર્ય

**શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ**

---

સંગ્રાહક

શા. ઝવેરચંદ છગનલાલ સુરવાડા

( હાલ મીયાગામ-કરજણ )

: પ્રકાશક :

**શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર**

વીર સં-૨૪૬૫ આત્મ સં-૪૪

વિક્રમ- ૧૯૯૫ સન -૧૯૩૯

મૂલ્ય બે આના

## સ્તવનાવળી મળવાનાં ઠેકાણાં

૧ શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર

૨ શા. ઝવેરચંદ છગનલાલ સુરવાડાવાલા

નવા બજાર મીયાગામ-કરજણ




卐

---

ક : ધીરજલાલ ટોકરશી શાહ, જ્યોતિ મુદ્રણાલય,
જુમામસ્જીદ સામે; અમદાવાદ

# નિવેદન

આધુનિક સમયમાં વિદ્દ્વર્ય આચાર્યો અને મુનિવરોએ શ્રી જિનેશ્વર મહારાજનાં વિવિધ જાતનાં ભાવવાહી સ્તવનો સ્તુતિઓ પદો આદિ રચીને શ્રી જૈનસમાજ ઉપર મહાન્ ઉપકાર કરેલો છે આમાં પૂજ્યપાદ પ્રાત: સ્મરણીય આચાર્ય શ્રીમદ્‌વિજય વલ્લભસૂરીશ્વરજી મહારાજનું સ્થાન પણ સમાયેલું છે.

આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે અનેક પ્રકારના સ્તવનો–સ્તુતિઓ–પદો–ગહુલીઓ સજ્ઝાયો તેમજ અનેક જાતની પૂજાઓ આદિ રચીને જે ઉપકાર જૈન સમાજ ઉપર કરેલો છે તે અવર્ણ-નીય છે. આચાર્યશ્રીની કૃતિના સ્તવનો પૂજાઓ આદિમાં જે ભાવવાહીપણું અને રહસ્ય રહેલુ છે તેનો જે જે ભાખ્યવાનો લાભ લઈ રહ્યા છે તેમને જ સુવિદિત છે.

છેલ્લા ત્રીશ વર્ષમાં આચાર્ય શ્રી વિજયવલ્લભ-

સૂરીશ્વરજી મહારાજ તરફથી રચાયેલા સ્તવનો આદિની ગુજરાતી અને બાળબોધમાં ઘણી ઘણી આવૃત્તિઓ છપાઇ ચૂકી છે અને તેનો ગુજરાત કાઠિઆવાડ દક્ષિણ અને ખાસ કરીને પંજાબ તેમજ મારવાડ આદિના જૈનો છૂટથી લાભ લઇ રહ્યા છે.

આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિ મહારાજના સ્તવનોનો અનુભવ કરતાં તેઓશ્રીના બહોળા પ્રમાણમાં રચાયેલા સ્તવનોમાંથી ગુજરાતી ભાઇઓને પસંદ પડે એવા રાગરાગણીનાં અમુક અમુક સ્તવનો વીણી લઇને ગુજરાતીમાં જો છપાવવામાં આવે તો તેનો ગુજરાતમાં સારો આદર થાય ને ગુજરાતના જૈનો તેનો વિશેષ પ્રકારે લાભ લઇ શકે આવી ભાવના થતાં આચાર્યશ્રીની આજ્ઞા લઇને લગભગ સોથી સવાસો સ્તવનોની સ્તવનાવળી ગુટકાની સાઇઝમાં છપાવવાનો પ્રયાસ કર્યો છે અને દેવગુરૂ કૃપાથી તેને અમલમાં મૂકવા માટે કેટલેક અંશે અમો સફળ થયા છીએ.

સ્તવનોની સાથે દેવગુરૂના દર્શન ભકિતનો પણ અપૂર્વ લાભ ભાવિક જનોને પ્રાપ્ત થાય તે માટે આ સ્તવનાવળીમાં શાસનપતિ શ્રી મહાવીરસ્વામીનો અને આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિ મહારાજનો એમ બે ફોટા મૂકવામાં આવ્યા છે આ ફોટા ઘણા ભવ્ય, દર્શનીય અને આકર્ષક છે.

આ સ્તવનાવળી છપાવવાના ખર્ચ માટે મીયાગામ કરજણની પાસે ગામ–સુરવાડાનાં બાઈ પરસન [બાઇ–સોના] તે શા. ધનજીભાઇ નરોતમદાસનાં વિધવાએ રૂ. ૨૨૦) અસોવીશ તેમજ પાનસર તીર્થની પાસે ગામ કૈયલના શા. બબલદાસ મનસુખરામ રૂ ૫૦) પચાસની સાહાયતા આપી જે ઉદારતા બતાવી છે અને પોતાની લક્ષ્મીનો સદુપયોગ કર્યો છે તે માટે તે મહાનુભાવોને ધન્યવાદ ઘટે છે.

આ સ્તવનાવળીની શુદ્ધતા સાચવવા આદિમાં બહુ કાળજી રાખવામાં આવી છે છતાં દષ્ટિદોષ અગર પ્રેસદોષ વિગેરેથી અશુદ્ધિ રહી હોય તો સજ્જનો સુધારીને વાંચવા કૃપા કરશે એમ વિનવી વિરમું છું.

સંગ્રાહક

# અનુક્રમણિકા

| નંબર | સ્તવનાદિ પ્રથમ પદ સહિત | પૃષ્ઠ |
|---|---|---|

| નંબર | નામ | પાનું |
|---|---|---|

નંબર નામ પાનું



पंजाब देशोद्धारक न्यायांभोनिधि जैनाचार्य श्री १००८ श्रीमद्विजयानन्दसूरि (आत्मारामजी) महाराज पट्टधर श्रीमद्विजयवल्लभसूरि विरचित—

# સ્તવન સંગ્રહ

## ૧ (મંગલાચરણ)

મંગલ પઢિયે પ્રથમહી ભાવના સમે ॥ મં૦ ॥ આનંદ ધાર વિઘ્ન વિકાર સકલ ઉપશમે ॥ મં૦ ॥ ॐ, હ્રીં, શ્રીં, અર્હં ઉત્તમ જાપ, જપે ખપે પાપ, બને રૂપ આપ, ભવ નહીં ભમે ॥ મં૦ ॥ ૧ ॥ નિર્વિકાર, નિષ્કલંક, નિર્દોષ, પ્રભુ શાંતિનાથ, ભવી નામી માથ, જોડી દોનો હાથ, ભાવસે નમે ॥ મં૦ ॥ ૨ ॥

ગાવો, ધ્યાવો, ભાવો, આતમ લક્ષ્મી કાજ, હર્ષે જિનરાજ, વલ્લભ શિરતાજ, નમો તમો અમે ॥ મં૦ ॥ ૩ ॥

---

## ૨ (વસંત)

હોઈ આનંદ બહારરે પ્રભુ બૈઠે મગનમેં ॥ હોઇ૦ અંચલી ॥ અષ્ટાદશ દૂષણ નહીં જિનમેં, પ્રભુ ગુણ ધારે બારરે ॥ પ્ર૦ ॥ ૧ ॥ ચોતિસ અતિશય પૈંતીસ વાની, જગ જીવન હિતકારરે ॥ પ્ર૦ ॥ ૨ ॥ શાંતરૂપ મુદ્રા પ્રભુ પ્યારી, દેખો સબ નર નારરે ॥ પ્ર૦ ॥ ૩ ॥ આનંદ થાવો પ્રભુ ગુણ ગાવો, મુખ બોલો જયકારરે ॥ પ્ર૦ ॥ ૪ ॥ પ્રભુ ભક્તિસે વલ્લભ હોવે, આનંદ હર્ષ અપારરે ॥ પ્ર૦ ॥ ૫ ॥

---

## ૩ (ભૈરવી)

અબ તો પ્રભુજી કા લેલો સરન, અંચલી૦ આરજ દેશ ઉત્તમ કુલ જાતિ, માનવ ભવ અબ પાયો રતન ।। અબ૦ ૧ ।। દ્રવ્ય ભાવસે પૂજા પ્રભુકી, મહાનિશીથે જિનવર વચન ।। અબ૦ ૨ ।। ગૃહી કો પૂજા દોનોં હી સુંદર, ભાવ પૂજાસે સાધુ લગન ।। અબ૦ ૩ ।। અષ્ટ દ્રવ્ય સે દ્રવ્ય પૂજા હૈ, ભાવ પૂજા કરો પ્રભુ નમન અબ૦ ૪ ।। જિન પ્રતિમા જિન સારખી માનો આતમ વલ્લભ તારન તરન ।। અબ૦ ૫ ।।

---

## ૪. ચાલ—(સુંદર સામલિયા.)

જિનવર નામ લિયા રાગ દ્વેષ દુખ દાઈ જડસે દૂરકિયા । વીતરાગ પદ પાઈ–જિન૦ ધ્યાતા તુમરા ધ્યાન લગાવે, તુમ ધ્યાતા મન

ધ્યેય સમાવે । ભેદાભેદ કહાઇ–જિ૦ ૧ ॥ જિમ માલતી મધુકર મન ભાવે, શ્રી ગૌરી હરિ શંભુ સુહાવે । સીતારામ મનાઇ જિ૦ ૨ ॥ તિમ મેરે મન જિનવર પ્યારા, દુઃખ હરનારા સુખ કરનારા । મદહર શ્રી જિન રાઈ જિ૦ ૩ ॥ જન્મ જરા મૃત્યુસે ખાલી, મુક્તિ સુખ ચાહું અઘ ટાલી । ધ્યાવું પાપ નસાઇ જિ૦ ૪ ॥ ઉદ્યમ મેરા શરણા તેરા, આતમ આનંદ ટારે ફેરા । વલ્લભ અતિ હર્ષાઈ જિ૦ ૪ ॥

—૦—

## ૫—ગજલ

નજર ટુક મેહરકી કરકે, દિખાદોગે તો ક્યા હોગા, અનુપમ રૂપ હે પ્રભુજી બતાદોગે તો ક્યા હોગા ॥ અંચલી ॥ પ્રભુ તુમ દીનકે

રક્ષક, કરો મુજ દીનકી રક્ષા, ચોરાસી લાખકી ફેરી, મિટાદોગે તો ક્યા હોગા ॥૧॥ અનાદિ કાલસેં ભમતા, નહીં અબી અંત આયા હૈ, શરણુ અબ આપકા લીના, હટાદોગે તો ક્યા હોગા ॥ ૨ ॥ અનાદિ કાલસેં રૂલિયા, બન્યો મિટ્ટી કભી પાની, તેઉ વાઉ હરિ કાયા, બચા દોગે તો ક્યા હોગા ॥ ૩ ॥ બિ તિ ચઉ જાતિ પંચેંદ્રી, પશુ પરવશ દુઃખ પાયા, અમર નર નારકી રૂપે, છુડાદોગે તો ક્યા હોગા ॥ ૪ ॥ ઇસી સંસાર સાગરમેં, મેરી પ્રભુ ડુબતી નૈયા, કરી કરૂણા કિનારેપર લગાદોગે તો ક્યા હોગા ॥ ૫ ॥ કરો પ્રભુ પાર ભવો-દધિસે, નિજાતમ સંપદા દીજે, સેવકકો આપના વલ્લભ, બનાદોગે તો ક્યા હોગા ૬.

# (૬) શ્રી ચતુર્વિંશતિ જિન સ્તવન

[ દેશી–શ્રી ચંદાપ્રભુ ભગવાન ]

સિમરૂં નામ સિરી ભગવાન દુનિયાસે પાર કરે ॥ અંચલી ॥ ઋષભ અજિત સંભવ અભિનંદા, સુમતિ પદમ સુપારસ ચંદા ॥ સુવિધિ શીતલ શ્રેયાંસ જિનંદા ॥ વાસુપૂજ્ય ભગવાન ॥ દુ૦ ૧ ॥ વિમલ અનંત ધરમ શાંતિ જિન ॥ કુંથુ નાથ અર નાથ મલ્લિજિન । મુનીસુવ્રત નમિ નેમિ પારસ જિન । નમો સદા વર્દ્ધમાન ॥ દુ૦ ૨ ॥ યહ ચોવીસ જિનેશ્વર પ્યારે । આપ તરે ઔરોં કો તારે । વલ્લભ નિત નિજ ઘટમેં ધારે । આતમ હર્ષ અમાન ॥ દુ૦ ૩ ॥ ઇતિ

## (૭) શ્રી ઋષભદેવ સ્તવન.

( કવ્વાલી )

અરજી તો કર રહા હું ચાહે માનો યા ન માનો, અંચલી ॥ પ્રભુ નાભિજીકે નંદા, આદિ જિનંદ ચંદા, ચરણોંમેં આ પડા હું, ચાહે માનો યા ન માનો ॥ અ૦ ૧ ॥ તુમ ધ્યેય મૈં હું ધ્યાતા, તુમ ધ્યાન મેં હી રાતા, પ્રભુ સામને ખડા હું, ચાહે માનો યા ન માનો ॥ અ૦ ૨ ॥ તુમ રાગકે હો વામી, પ્રભુ મૈં હું રાગ કામી, તુમ રાગમેં લગા હું, ચાહે માનો યા ન માનો. ॥ અ૦ ૩ ॥ તારક તારો મોહે, તારક નામ સોહે, ગુણ તુમરે ગા રહા હું, ચાહે માનો યા ન માનો ॥ અ૦ ૪ ॥ દર્શનસે દુરિત જાવે, વાંછિત ફલ પાવે, ચિત્ત ચેહી ચાહ રહાહું, ચાહે માનો યા ન

માનો ॥ અ૦ ૫ ॥ નગર બડોદા મંડન, કરો સ્વામી અઘ ખંડન, તુમ શરણ આ રહા હું, ચાહે માનો યા ન માનો. ॥ અ૦ ૬ ॥ આતમ લક્ષ્મી સ્વામી, પ્રભુ હર્ષ ભૂરિ પામી, વલ્લભ તો હો રહા હું, ચાહે માનો યા ન માનો ॥ અ૦ ૭ ॥

---

## (૮) શ્રી ઋષભદેવ સ્તવન ॥

(ચાલ—માન માયાના કરનારારે)

સુખકારો વંદન સુખકારોરે જિન ચૈત્ય-વંદન સુખકારો, મિટે જન્મ મરણ સંસારોરે ॥ જિન૦ અંચલી ॥ નાથ જગદગુરૂ ચિંતા-મણિ હૈ, જગ રક્ષક ઉરધારો, જગ બંધુ જગ-દીશ પ્રભુ હૈ, પ્રાણજીવન આધારોરે ॥ જિ૦ ૧ ॥ દોષ નહીં લવલેશ પ્રભુમેં, ગુણગણ

રયણુ ભંડારો, રાગ દ્વેષ કે ચિન્હ નહીં હૈં,
ઔરત અરૂ હથિયારોરે ॥ જિ૦ ૨ ॥ આદિ-
જિનેશ્વર આદિ મુનીશ્વર, આદિ જીનંદ પ્રાણુ
પ્યારો, નાભિનંદન મરૂદેવાકો જાયો, રીતિ
યુગલ નિવારોરે ॥ જિ૦ ૩ ॥ નીતિ સિખા
અનીતિ ભુલાઈ, સીખાયો જગ વ્યવહારો, ઇસ
કારણ પ્રભુ નામ કહાયો, પ્રસિદ્ધ જગ કરતારોરે
॥ જિ૦ ૪ ॥ રાજ્ય ત્યાગ લેઈ ઉત્તમ
સંયમ, ટાર્યો કંદર્પ વિકારો, યોગ કો સાધી,
કેવલકો લાધી, કીનો ધર્મ ઉપગારોરે ॥ જિ૦
૫ ॥ અજર અમર અજ અચર નિરંજન,
ચિદઘન રૂપ તિહારો, અક્ષપરે પ્રભુ તુમ
મૂર્તિમેં, તુમરાહી શાંત દિદારોરે ॥ જિ૦ ૬ ॥
તારક જાણી શરણે મૈં આયો, તાર્યો સકલ
પરિવારો, તરણ તારણ નિજ બિરૂદ સંભાલી,
સેવક અબ પ્રભુ તારોરે ॥ જિ૦ ૭ ॥ કામી

મંડન હો ચૈત્ય સુહંકર, યાત્રુકે મન હરનારો, સાસુ મંદિર શ્રી આદિજિનંદજી, ધર્મ વહુ નિરધારોરે ॥ જિ૦ ૮ ॥ સંઘ બડોદા શહ-રસે આયો, કારણ યાત્રા સારો, ખીમચંદભાઇ ચુનીલાલ દો સંઘવી, મામા ભાણેજ અવધારોરે ॥ જિ૦ ૯ ॥ સંવત સડસઠ શત ઓગ-ણીસે, માસ માગસર હિતકારો, ષોડશ સાધુ સાત સાધવીયાં, યાત્રા પંચમી બુધવારોરે ॥ જિ૦ ૧૦ ॥ સંસાર તારણ કારણ તેહિજ, તીરથ નામ ઉદારો, આતમ લક્ષ્મી નિજ ઘટ પ્રગટે, વલ્લભ હર્ષ અપારોરે ॥ જિ૦ ૧૧ ॥

---

## (૯) શ્રી આદિનાથ સ્તવન ॥

( માલકોશ–ત્રિતાલ )

પ્રભુ આદિનાથ જગનાથ તાર, કહું વાર વાર મુઝ કરૂણા ધાર ॥ પ્ર૦ આં૦ ॥ મેં રાગી

પ્રભુ તુમ હો વિરાગી, લગન પ્રભુ મોહે તુમરી લાગી, ઔર નહીં જગ દેવ સાર. પ્ર૦ ૧ ॥ મેં કામી પ્રભુ તુમ નિષ્કામી, કામના મુઝ તુઝમેં જગ સ્વામી, કરો અકામ વંછીત દાતાર, પ્ર૦ ૨ ॥ અપને જન સબ તુમને તારે, મૌન કિયા ક્યોં મેરી વારે, તાર નાથ નિજ પર નિવાર, પ્રભુ૦ ૩ ॥ તુમ મૂર્તિ ભરતેશ્વર થાપી, દરસ કરી તરતે પરતાપી, હુએ તીર્થ જગ અતિ વિથાર—પ્રભુ૦ ૪ ॥ શત્રુંજય આબુ કૈલાસે, રાણુકપુર કુલ્પાક વિકાસે, તીર્થ ઝઘડિયા નાથ ધાર—પ્રભુ૦ ૫ ॥ કેસરીયા મેત્રાણુા કાવી, આતમ લક્ષ્મી તીજોરી ચાવી, હર્ષ તીર્થ વલ્લભ જુહાર—પ્રભુ૦ ૬ ॥

---

## (૧૦) શ્રી આદિનાથ સ્તવન ॥

( ચાલ–રામ નામ રસ પીજે પ્યાલા )

આદિ જિનેશ્વર સ્વામી જિનજી, સ્વામી રે સ્વામી રે સ્વામી શિવ ધામી. અંચલી ॥ રાગ નહીં નહીં દ્વેષ પ્રભુમેં, વીતરાગ પદ પામી રે પામી રે પામી. શિ૦ ૧ ॥ ભાવ સહિત જો પ્રભુકો આરાધે, પ્રભુ પદ આતમ રામી રે રામી રે રામી. શિ૦ ૨ ॥ ઈમ જાની તુમ શરણે આયો, નાથ નિરંજન નામી રે નામી રે નામી. શિ૦ ૩ ॥ તારક સેવક પ્રભુ સમ હોવે, માનું નહીં ફિર ખામી રે ખામી રે ખામી. શિ૦ ૪ ॥ આતમ લક્ષ્મી હર્ષ અનુપમ, વલ્લભ અંતર્યામી રે યામી રે યામી. શિ૦ ૫ ॥



## (૧૧) આદીજીન સ્તવન ॥

( ચાલ–વારી જાઉં રે સાંવરીયા તોપે વારનારે )

પ્રભુ આદીશ્વર સ્વામીજી પાર ઉતારનારે.
પ્રભુ૦ તીર્થંકર જિનવર અરિહંતા, પુરૂષોત્તમ
તારક ભગવંતા, આદિકર નિજ તીરથ નામ
સુધારનારે. પ્રભુ૦ ૧ ॥ લોકનાથ નાયક
હિત કર્તા, દેશક ધર્મકે ભવ ભય હર્તા, નમન
કરૂં ધરૂં શરણ પ્રભુ મોહે તારનારે. પ્રભુ૦
૨ ॥ મોહ માયા મદ માન નિવારી, રાગ દ્વેષ
મલ દંભ વિડારી, વીતરાગ પ્રભુ તુમ પર
જાઉં વારનારે. પ્ર૦ ૩ ॥ તારક જાની શરણે
આયો, તારો પ્રભુ નિજ સમ સુખદાયો,
તારણ તરણ પ્રભુ નિજ નામકો પારનારે. પ્ર૦
૪ ॥ અપને જન સબ તુમને તારે, મોન
કિયા પ્રભુ સેવક વારે. એસા નાથ ન ચાહિયે

આપ વિચારનારે. પ્ર૦ ૫ ।। તીર્થ ઝગડિયા મંડન સ્વામી આતમ લક્ષ્મી હર્ષે પામી, વલ્લભ સેવક આવાગમન નિવારનારે. પ્ર૦ ૬ ।।

---

## (૧૨) શ્રી આદિજિન સ્તવન ।।

[ માઢ–ચાલ–તોરે ગમકા તરાના ]

પ્રભુ આદિ જિનંદા, શિવ સુખ કંદા, તારક દીનદયાલ, કરૂણા કર સ્વામી, અંતર્યામી શિવ ગતિ ગામી. તારક૦ અંચલી૦ ।। વીતરાગ જય જય જગ ગુરૂજી, જય જગનાથ જિનંદ, તુમ પરભાવે પ્રભુ મુઝ હોવે, ભવ નિર્વેદ અમંદ. ક૦ ૧ ।। માર્ગાનુસારિપણા ઇષ્ટ સિદ્ધિ, લોક વિરૂદ્ધકા ત્યાગ, પૂજા ગુરૂજન અર્થ પરાયા, કરનેમેં અતિ રાગ. ક૦ ૨ ।। શુભ ગુરૂ જોગ વચન તસ સેવા, ભવ પર્યંત અખંડ,

તુમ દર્શનકા યહુ ફલ માંગુ. હોવે ન આતમ દંડ. ક૦ ૩ ॥ કઠોર મંડન આપ કહાવો, પિણુ નહીં લેશ કઠોર, જો પદ તુમરા સો મુઝ દીજો, આશા કરૂં નહીં ઓર. ક૦ ૪ ॥ નાભિનંદન પર દુઃખ ભંજન, મરૂદેવા કે નંદ, આતમ લક્ષ્મી હર્ષ ધરીને, વલ્લભ હોત આનંદ. ક૦ ૫ ॥

---

## (૧૩) શ્રી આદિજિન સ્તવન ॥

[દેશી-વાલા વેગે આવોરે]

આદિજિન સ્વામી રે, કહું શિર નામી રે, પ્રભુ સુનો વિનતી હો જી, વારી પ્રભુ તુમ જગદીશ જિનંદ, વારી પ્રભુ મરૂદેવાકો નંદ, આદિ૦ અંચલી ॥ યુગલાધર્મ નિવારકે, શુદ્ધ ક્રિયા વ્યવહાર, જીવ કર્મ દુઈ ટારકે, રૂપ લિયા

નિજ ધાર, વારી પ્રભુ સેવત સુર નર ઇંદ. આદિ૦ ૧ ।। દુવિધ ધર્મ ઉપદેશકે, વરતાયા જગ ધર્મ, મન વચ કાયા સાધકે, પામે ભવિ શિવશર્મ, વારી પ્રભુ ચિદઘન આનંદ કંદ. આદિ૦ ૨ ।। અપને જન તારે સભી, મૌન કિયા હમ વાર, વીતરાગમેં નવિ ઘટે, નિજ પરકો એ વિચાર, વારી પ્રભુ કાટો કલિમલ ફંદ. આદિ૦ ૩ ।। મિત્ર અનાદિકે બને, આખિરમેં ભી એક, બિચમેં છુટા પડગએ, તો ભી ન છોડી ટેક, વારી પ્રભુ મુઝ મન સાગર ચંદ. આદિ૦ ૪ ।। ક્રોધાગ્નિસે જલ રહ્યો, છાંટો ક્ષમા જલ ધાર, તુમ સમ શાંત બનું પ્રભુ, હોવે જય જયકાર, વારી પ્રભુ દૂર હોવે કર્મ છંદ. આદિ૦ ૫ ।। નાભિનંદન નિરખિયો. દમ્મણુ બંદર આય, ઊન નહીં કોઈ

બાતકી; મૈં માનું મનમાય, વારી પ્રભુ આતમ લક્ષ્મી લહુંદ. આદિ૦ ૬ ।। શશી મુનિ ગ્રહ વિધુ પોષ માસ, વદિ અષ્ટમી ગુરૂવાર, ઓચ્છવ રંગ વધામણા, જય જય મંગલકાર, વારી પ્રભુ વલ્લભ હર્ષ અમંદ. આદિ૦ ૭ ।।

—(૦)—

## (૧૪) શ્રી આદિજિન સ્તવન ।।

ધ્યાવો ધ્યાવો નાભિનંદને જીરે, માતા મરૂદેવા જાય ભવિ પ્રાણીયા ધ્યા૦ અંચલી. આદિ જિનંદ પ્રભુ સેવિયે જીરે, સેવાથી તાપ પલાય. ભવિ૦ ।। ૧ ।। ભક્તિ પ્રભુ ઋષભ દેવની જીરે, કરિયે મન વચ કાય. ભવિ૦ ધ્યા૦ ।। ૨ ।। શુદ્ધ આલંબન જિનનો જીરે, શુદ્ધ સ્વરૂપ બનાય ભવિ૦ ।। ૩ ।। કર્મ અનાદિ મેલને જીરે, ધોવાને સ્નાત્ર મનાય. ભવિ૦ ।।૪।।

કર્મ દુર્ગંધને ટાલવા જીરે, ચંદન પૂજા થાય. ભવિ૦ ॥૫॥ કુસુમાયુધને મારવા જીરે, પુષ્પ પૂજા સુખદાય. ભવિ૦ ॥૬॥ ધૂપપૂજા શિવ આપતી જીરે, ચિત્ત ઉપાધિ જલાય. ભવિ૦ ॥ ૭ ॥ ભાવ દીપક પ્રગટાવવા જીરે, દ્રવ્ય દીપક મન લાય. ભવિ૦ ॥ ૮ ॥ અક્ષય સુખને કારણે જીરે, અક્ષત પુજા ભાય. ભવિ૦ ॥ ૯ ॥ પદ અનાહાર માનીયે જીરે, નૈવેદ્ય શુભ વિરચાય. ભવિ૦ ॥ ૧૦ ॥ ફલ પૂજાથી પામિયે જીરે, મોક્ષ સફલ જિન ગાય. ભવિ૦ ॥ ૧૧ ॥ ફલ વિચારી પ્રભુ પૂજિયે જીરે, ગામ તરસાલી માય. ભવિ૦ ॥ ૧૨ ॥ આતમ લક્ષ્મી સંપદા જીરે, વલ્લભ મન હર્ષાય. ભવિ૦ ॥ ૧૩ ॥

—[(૦)]—

## (૧૫) શ્રી અજિતનાથ જિન સ્તવન

( દેશી–માતા મરૂદેવાનાનંદ )

તારો શ્રી જિન અજિત જિનંદ, ધારી તુમરા બિરૂદ મૈં તુમરે સરણે આયોજી ॥ અં૦ તારણહાર કહાઓ પ્રભુજી, આપ તરે સત્યમેવ, જો તારો નહીં સેવકજન તો, તારણ કિસવિધ દેવ ॥ તા૦ ૧ ॥ અજિતનાથ પ્રભુ અજિત જિનેશ્વર, સેવક અજિત કરેવ, જો નિજસેવક નિજસમ ન કરે, કૌન કરે તસ સેવ ॥ તા૦ ૨ ॥ મોહ ચરટસે નહીં જીતાયા; સત્ય અજિત તુમ નામ, મુઝમેં ભી શક્તિ પ્રભુ તુમરી, દૃષ્ટિ વિન કિસ કામ ॥ તા૦ ૩ ॥ સુખસંપદ પ્રભુ તુમ પદકજમેં, વિલસે મધુકર જેમ, સેવક તુમ ગુણ મકરંદ કારણ રહતે નિશદિન તેમ ॥ તા૦ ૪ ॥ પ્રભુપૂજન

વંદન સ્તવનાસે, મંગલ જય જયકાર, આત-
મલક્ષ્મી નિજગુણ પાવે, વલ્લભ હર્ષ અપાર
તા૦ ૫ ।। બગવાડામંડન પ્રભુ જિનવર,
કરૂં વિનતિ તુમ દ્વાર, જો પદ તુમચા સો મુઝ
હોવે, જય જય મંગલકાર ।। તા૦ ૬ ।।



## (૧૬) શ્રી સંભવનાથ જિન સ્તવન

( દેશી–મલ્લિ જિન નાથજી વ્રત લીજેરે )

સંભવ જિન નાથજી સુખકારીરે, કરે દર્શન
ધન્ય નરનારી. સંભવ૦ અંચલી ।। નૃપ
જિતારી કુલ ચંદારે, માતા સેના રાણીના
નંદારે, સેવે સુર નર મુનિપતિ વૃંદા–સંભવ૦
।। ૧ ।। પ્રભુ ચોત્રીસ અતિશય ધારીરે, ગુણ
પાંત્રીસ વાણી સારીરે, દિયે દોષ અઢાર નિવારી.
સંભવ૦ ।। ૨ ।। પ્રભુ રાગી નહી ને હું રાગીરે

મારી પ્રાછલ માયા લાગી રે, તુમ દર્શનથી મતિ જાગી—સંભવ૦ ॥ ૩ ॥ નર ભવ સામગ્રી પામીરે, પામ્યો દર્શન પુણ્યે સ્વામીરે, કરૂં વિનતિ પ્રભુ શિર નામી—સંભવ૦ ॥ ૪ ॥ હવે રાગી થયો તુમ કેરોરે, હું છું તુમ ચરણાંનો ચેરો રે, મારો ટાલો પ્રભુ ભવ ફેરો—સંભવ૦ ॥ ૫ ॥ તમે પરમાતમ પદ લીધું રે, નિજ આતમ કારજ કીધું રે, ચિત્ત મેં પણ તેમાં છે દીધું—સંભવ૦ ॥ ૬ ॥ પ્રભુ સંભવનાથજી મલિયારે, દુઃખ રોગ સોગ સહુ ટલિયારે, મારા મનના મનોરથ ફલિયા—સંભવ૦ ॥ ૭ ॥ ઓગણીસો ઇકોતેર સારારે, સુદિ વૈશાખ છઠ ગુરૂવારા રે, થયો કરચલિયા જયકારા—સંભવ૦ ॥ ૮ ॥ પ્રભુ દર્શન આનંદ કારીરે, આતમ લક્ષ્મી ઉર ધારીરે, માંગે હર્ષ વલ્લભ ભવપારી સંભવ૦ ॥ ૯ ॥

———

## (૧૭) શ્રી અભિનંદનસ્વામી સ્તવન

(ચાલ–તાયાજી હમ પાંચો ભાઇ કરતે હૈ પ્રણામજી)

અભિનંદન ચંદન સમ શીતલ, શીતલ કિયે નરનારજી ॥ અં૦ ॥ રોગ સોગ કો દૂર તૂં કરતા, કરતા પર ઉપકારજી ॥ અ૦ ૧ ॥ કૈસે તૂં ભાવિજન કો તારે, તારે તુમ હિયે ધારજી ॥ અ૦ ૨ ॥ અપને આપ દૃતિ નહીં તરતી, તરતી પવન પ્રચારજી ॥ અ૦૩ ॥ દાન અભય કા તૂં પ્રભુ દાતા, દાતા શિવ મગ સારજી ॥ અં૦ ૪ ॥ જો યાચક પૂરે નહીં આશા, આશા ક્યા તસ લારજી ॥ અ૦ ૫ ॥ તૂં નિજ સેવક નિજસમ કરતા, કરતા ભવજલ પારજી ॥ અ૦ ૬ ॥ શુભ ભાવે પ્રગટે નિજ આતમ, આતમ વલ્લભ તારજી ॥ અ૦ ૭ ॥

---

## (૧૮) શ્રી સુમતિનાથ સ્તવન

( બહંસ )

મેરો મન લાગો તુમરે ચરનમેં; જૈસે ભૃંગ ગણુ લાગો સુમનમેં–મે૦ અં૦॥ સુમતિનાથ પ્રભુ સુમતિકે દાતા, ભીજયો સુમતિ રંગ નમેં, સુમતિ રક્ષક કુમતિ નાશક, પ્રભુ સરણુા ભવવનમેં–મેરો૦ ૧ ॥ મૈં પ્રભુ બાલ લાલ તું મેરો, ટાલ કાલ મગનમેં, મદન સદન દુખદાઇ ભંજન, રંજન આનંદઘનમેં. મેરો૦ ॥ ૨ ॥ રાગ લાગ પ્રભુ તુમમેં નહીં તુમ, રાગ લાગ મુઝ મનમેં, કરમ ભરમ ગયો ભાગ માગ દિયો, મગન પ્રભુકી લગનમેં–મે૦ ૩ ॥ આનંદ કંદ જિનંદ ચંદ પ્રભુ, વિધુસમ સોભત જનમેં, ફટે ભવ ફંદ કર્મ બંધ તૂટે, રાચત જિનકે ભજનમેં–મે૦ ॥ ૪ ॥ આતમ રામ ધામ

શિવસુખકા, નિશદિન નામ રટનમેં, સત ચિત આનંદ રૂપ અમીરસ, વલ્લભ વસત નયનમેં-મેં૦ ॥ ૫ ॥

## (૧૯) શ્રી સુમતિનાથ સ્તવન ॥

( ભૈરવી-પંજાબી, ત્રિતાલ )

તુમરી સરણુ મૈં આયો રી, પાર ઉતાર તું૦ અં૦ ॥ લાખ ચોરાસી જૂનમેં ભટકયો, દુઃખ અનંત મૈં પાયોરી-પાર૦ ॥ ૧ ॥ કુગુરૂ કુદેવ કુધર્મમેં રાચી, વિરથા હી જનમ ગમાયોરી-પાર૦ ॥ ૨ ॥ કરમ ભરમ સબ દૂર નિવારો, રાગદ્વેષ દુખ દાયોરી-પાર૦ ॥ ૩ ॥ સુમતિ નાથ પ્રભુ સુમતિ દીજે, દર્શન મન હુલસાયોરી. પાર૦ ॥ ૪ ॥ દિલ્લી શહેરમેં દર્શન પાયો, વલ્લભ આતમ રાયોરી. પાર ૦॥૫॥

## (૨૦) શ્રી સુમતિનાથ સ્તવન

(ગરબાની દેશી)

ગાવો ગાવો ગુણ જિનના જીરે, પામશો લીલા લહેર ભવિ પ્રાણીયા, ગુણ ગાવાથી ગુણ પામિયે જીરે, એહી ગુણ પ્રભુ મહેર ભવિ પ્રાણિયા ગાવો ગાવો ગુણ જિનના જીરે ॥ ૧ ॥ સર્વ જીવોમેં જાનિયે જીયે, ઉત્તમ જિનવર જીવ-ભવિ૦ સંસાર આધાર માનિયે જીરે, જેમ સમુદ્રે દીવ-ભ૦ ૨ ॥ રાગદ્વેષને કાટવા જીરે, શુદ્ધાલંબન જિનદેવ-ભવિ૦ કર્મ ખપી અરિહંતની જીરે, કરિયે શુદ્ધ મન સેવ-ભ૦ ૩ ॥ પાછિયા પુરે પ્રભુ દેખીયા જીરે, પાછા કિયા સબ કર્મ-ભ૦ આતમ અનુભવ ભાવિયે જીરે, આનંદઘન શિવ શર્મ-ભ૦ ૪ ॥ સુમ-તિનાથ પ્રભુ પાંચમા જીરે, પાંચમી ગતિ

દાતાર–ભ૦ આતમ લક્ષ્મી સંપદા જીરે, વલ્લભ હર્ષ અપાર–ભવિ૦ ૫ ॥

---

## (૨૧) શ્રી સુમતિનાથ સ્તવન ॥

( હોરી )

આતમાનંદ ધારી, નાથ સુમતિ સુખકારી, આતમાનંદ ધારી. આં૦ ॥ મેઘ નરેંદ્ર નંદન સુખદાઈ, ભવિ જનકે હિતકારી, સુમંગલા માતા ઉર જાયો, ઈંદ્ર નમે સાઠ ચારી, કરે સુણ જય જયકારી, આતમાનંદ ધારી ॥ ના૦ ૧ ॥ સુરગિરિ જન્મ મહોત્સવ કીનો, પૂજન અષ્ટ પ્રકારી, સુરગણુ મન તન આનંદ ઊપનો, થઈ થઈ શબ્દ ઉચ્ચારી, નમે સુર ચાર પ્રકારી. ॥ આ૦ ૨ ॥ ગર્ભ પ્રભાવ સુમતિ માતા ભઈ, કામ કિયો હુશયારી, સુમતિ નામ

દિયો ઈસ કારણુ, સુમતિ સુમતિ દાતારી,
સુમતિ પ્રભુ ગુણુ ભંડારી ॥ આ૦ ૩ ॥ વરસી
દાન દિયો પ્રભુ જગમેં, રોરતા દીન નિવારી,
ત્યાગ સંસાર ધાર લિયો સંયમ, કર્મ ધાર જર
મારી, ગયે પ્રભુ મોક્ષ સાધારી ॥ આ૦ ૪ ॥
અજર અમર અજ અલખ નિરંજન, જ્યોતિરૂપ
શિવચારી, આતમરામ ચિદાનંદ સ્વામી,
આતમ રૂપ અપારી, વલ્લભ પામે ભવ પારી
॥ આ૦ ૫ ॥

---

## (૨૨) શ્રી સુમતિનાથ જિન સ્તવન

( લાવણી–મરાઠી )

સુમતિ નાથ પ્રભુ સુમતિ દાતા, ત્રાતા
સુમતિ પ્રાની રે, ગાતા સુમતિ જ્ઞાની વાની,
સુમતિ મનમેં આનીરે–સુ૦ ॥ ૧ ॥ સુમતિ

મારગ સેવન કરકે, કુમતિ માર્ગ પરિહરતા રે, કુગતિ દૂર હરી ભવિ પ્રાની, સુગતિમેં પગ ધરતા રે–સુ૦ ॥ ૨ ॥ સુમતિનાથ પંચમ પ્રભુ ભજકે, પંચાશ્રવકો તજતા રે, સંવર પાંચકો ધારી મારગ, પંચમ ગતિકો સજતા રે–સુ૦ ॥ ૩ ॥ ભાવે પંચમ પ્રભુકો નમકે, પાંચ પ્રમાદકો વમતારે, પાંચ મહાવ્રત વિધિસે ધારી, પાંચ આચારમેં રમતારે. સુ૦ ૪ ॥ પંચમ સાધુ પદકો સાધી, પંચ પરમેષ્ઠિ સિમરતા રે, સમિતિ પાંચ પ્રભુકી આરાધી. પંચમ જ્ઞાનકો વરતા રે–સુ૦ ૫ ॥ પંચમ પ્રભુકે પ્રભાવસે પંચમ, જ્ઞાનગતિકો ધરતા રે, પંચ પ્રપંચ જગતકે છોરી, ચિદ્દઘન રૂપ વિચરતા રે–સુ૦૬॥ વેરાવલ બંદર મંદરમેં, પંચમ પ્રભુકા દિદારા રે, આતમ લક્ષ્મી કારણ કીના, વલ્લભ હર્ષ અપારા રે–સુ૦૭॥

# (૨૩) શ્રી સુમતિનાથ સ્તવન

• ( ઝિંદકાફી તાલ દીપચંદી )

કરરે કરરે કરરે કરરે, સુમતિ જિન દર્શન શુદ્ધ મન કરરે. અંચલી ।। તાલધ્વજ ગિરિ મંડન પ્રભુજી, ખંડન અઘદલ કરરે, અભ્યંતર શત્રુકો જીતી, નામ શત્રુંજય ધરરે ૪–સુ૦ ।।૧।। સુમતિ નાથ પ્રભુ સુમતિ દાતા, કુમતિ કુગતિ પથ હરરે, સમિતિ ગુપ્તિસે સુગતિ સાધી, અચર અટર પદ વરરે ૪–સુ૦ ।। ૨ ।। પંચમ પ્રભુ પંચમગતિ સ્વામી, પંચમ જ્ઞાન પ્રખરરે, પાયો પાંચ મહાવ્રત સાધી, આશ્રવ પાંચ વિખરરે ૪–સુ૦ ।। ૩ ।। મેં પ્રભુ દીન તું દીનદયાલુ, કર કરૂણા દીન પરરે, નાથ સેવકકો નિજસમ કીજે, તારક બિરૂદ સિમરરે ૪–

સુ૦ ॥૪॥ પુણ્યોદય ભટકત પ્રભુ પાયો, આતમ લક્ષ્મી ઘરરે, હર્ષ ધરી વલ્લભ ગુણ ગાવે, જાવે ભવજલ તરરે ૪–સુ૦ ॥ ૫ ॥ •

---

## (૨૪) શ્રી સુમતિનાથ સ્વામી સ્તવન ॥

( ભૈરવી–કવ્વાલી । દીનાનાથ અબકે

દયા દિલમેં લાઓ–દેશી )

કૃપાનાથ અર્હન્ પ્રભુ મુઝકો તારો, સરણ હૈ મુઝે નાથ તું હી આધારો, જગન્નાથ તારક–પનેકો વિચારોં–સરણ–અંચલી૦ ॥ પંચમ વિન પંચમગતિ, હોવે નહીં નિરધાર, ઇમ જાની પંચમ પ્રભુ, લિયો હૃદયમેં ધાર, મેરે પંચ પરમાદ દૂરે નિવારો–સરણ૦ ॥૧॥ પંચ પંચકો ત્યાગકે, કિયો પંચસે રાગ,

પંચેંદ્રિય નિગ્રહ કરી, પંચભિદા ધુન લાગ, હુએ શુદ્ધ તૈસે હી મુઝકો સુધારો–સરણું૦–।। ૨ ।। પંચ દૂર કરી પંચકા, દિયા શુદ્ધ ઉપદેશ, પંચ પદે ધુરિ રાજતા, જૈસે જ્યોતિ દિનેશ, ધરૂં ધ્યાન તુમરા યહી જન્મ સારો–સરણું૦ ।। ૩ ।। સુમતિ સુમતિકો દીજીએ, લીજીએ સુજસ અપાર, રીઝિએ સેવક ભકિતસે, કીજીએ ભવજલ પાર, બલી કર્મબલકો પટકકે પછારો–સરણું૦ ।। ૪ ।। માતર તીરથમંડનો, સુમતિ-નાથ ભગવાન; આતમલક્ષ્મી કારણો, વલ્લભ હર્ષ અમાન, કિયો દેવ સાચા મૈં તુમરો દિદારો–સરણુ હૈ મુજે– ૫ ।।

---

## (૨૫) શ્રી સુમતિનાથ જિન સ્તવન

[લાવણી] દેશી-અપને પદકો તજકર ચેતન.

સુમતિનાથ શિવનાથ પ્રભુકા સાથ ભવિ-
કરના ચાહિયે । પ્રભુ મદન માથ હૈ, રોગકે
નાશ કવાથ પીના ચાહિયે । અંચલી—

રાત દિવસ ગફલતમેં પ્યારે, ગાફિલ
હોના ના ચાહિયે । નહી ખબર કાલકી, ચેત
કર નિજ મન મલ ધોના ચાહિયે ॥ ૧ ॥
ભેદ જ્ઞાન સાબન કર પાની, સમતા રસ લેના
ચાહિયે । અભ્યંતર ચેતન, રજક નિજ ગુણ
ચીવર ધોના ચાહિયે ॥ ૨ ॥ જડ ચેતન કે
જ્ઞાનસે પ્યારે, મિથ્યા ભ્રમ મિટના ચાહિયે ।
અદ્વૈત વાદસે, કભી નહીં કરમ પુંજ કટના
ચાહિયે ॥ ૩ ॥ નિશ્ચય ઔર વ્યવહાર હૈ
સાધક, મુખ્ય ગૌણ હોના ચાહિયે । એકાંત

વાદસે, જગતમેં ધરમ કરમ ખોના ચાહિયે ॥ ૪ ॥નિશ્ચયસે ચેતન હી ધ્યાતા, ધ્યાન ધ્યેય કહના ચાહિયે। નિશ્ચયકા સાધક, શુદ્ધ વ્યવહાર સાથ ગહના ચાહિયે ॥ ૫ ॥ પર ઉપકારી અતિ સુખકારી, સરણુ પ્રભુ ધરના ચાહિયે । કર્મારિ પ્રભુ કે, ધ્યાન સે કરમ વૈરી ટરના ચાહિયે ॥ ૬ ॥ શુદ્ધ દેવગુરૂ શુદ્ધ ધરમકો, ધાર હિયે તરના ચાહિયે । આતમ સુખદાઈ, રૂપ વલ્લભ આનંદ વરના ચાહિયે ॥ ૭ ॥

---

## (૨૬) શ્રી પદ્મપ્રભુ સ્વામી સ્તવન ॥

(લાવણી–ચાલ–વ્યસન નર સાતોં સે ડરના)

સિમર શ્રી પદ્મપ્રભ ચંદા, પાવે ભવો-ભવમેં આનંદા ॥ સિ૦ અંચલી ॥ જ્ઞાન દર્શન

ક્ષાયક ધારી, ચરણ ક્ષાયક પ્રભુ સુખકારી । મુક્તિ ગ્રાહક આનંદ ભારી, લાયક પ્રભુ હૈ મુક્તિ નારી । (દોહા) દાયક આનંદ રૂપકે ગાયક સબ સંસાર । નિશદિન પ્રભુ ગુણ ગાવતે, તોભી ન આવે પાર । ગાવતે સુર અમરી વૃંદા ॥ સિ૦ ॥૧॥ પ્રભુ ગુણ દ્વાદશ કે ધારક । દોષ અષ્ટાદશ કે વારક । જગત ભવિજન કે હિતકારક, દુઃખ અતિ જનમ મરણ ટારક । ( દોહા ) જારક સાયક કામકે, મારક મદન વિકાર । હારક નરપતિ મોહકે, તારક ભવિ સંસાર । પૂજતે સુરનર મુનિ ઇંદા ॥ સિ૦ ॥૨॥ ચંદ્રસમ ઠારક જગ વાસી । પ્રસારક વાણી સુખ રાસી । કારક મુક્તિ વધુ કો ' દાસી, નિવારક ઘાતિ કર્મ ફાસી । ( દોહા ) ધારક જીવન મુક્તિકે, કારક સતઉપદેશ । સાધુ -સાગારી તણા, ઝુઠ નહીં લવલેશ । ધરમ ભવ

ભવમે સુખ કંદા ॥ સિમર૦ ॥ ૩ ॥ ચરાચર સબ વસ્તુ પાસક, ભયે પ્રભુ અષ્ટ કર્મ નાસક। શુદ્ધ પંચમ ગતિ કે શાસક, રૂપ સચ્ચિદાનંદ કાસક । ( દોહા ) રોગ સોગ ચિંતા નહીં, જન્મ મરણ દુઃખ નાસ । અચર અટલ પદવી લઇ, સાદિ અનંતા વાસ ॥ નમો નિત સિદ્ધ ટરે ફંદા ॥ સિ૦ ॥ ૪ ॥ ઐસે શ્રી જિનવરકે ચરના, ભવોદધિમેં હૈ મુઝ સરના। નહીં પ્રભુ વિન હોવે તરના, ધ્યાન નિશ દિન પ્રભુ કા ધરના ॥ ( દોહા ) મધુકર મન જિમ માલતી, ચાહત ચંદ ચકોર । ધ્યાતા હું પ્રભુ ભાવસે, જલધર ઘટ જિમ મોર ॥ વલ્લભ આતમ લક્ષ્મી કંદા ॥ સિ૦ ॥ ૫ ॥

—૦—

## ( ૨૭ ) શ્રી સુપાર્શ્વનાથસ્વામી સ્તવન

( લાવણી–ચાલ–સિમર નર અરે નાથ ચરનન )

સિરિ સુપાર્શ્વનાથ સ્વામી, કરૂણા રસ ભંડાર નિધિ કરૂણા અંતર્યામી, સિરિ સુપાર્શ્વનાથ સ્વામી ॥ અંચલી ॥ બનારસ નગર પ્રભુ જાયા । પૃથિવી દેવી માત તાત પ્રતિષ્ઠ મહારાયા, રાજ કુલ કો અતિ દીપાયા । ગગન વ્યોમકર દેહધનુષ કંચનવરની કાયા, સુંદર સ્વસ્તિક લંછન પાયા ( દોહા ) વીસ પૂર્વ લખ આઉખા, લાખ પૂર્વ પર્યાય, વીસ અંગ ઉની સહી, કેવલજ્ઞાન જગાય । માસ ત્રણ છદ્મસ્થા પામી ॥ કરૂણા૦ ॥ ૧ ॥ પ્રભુ તુમ રાગ દ્વેષ ત્યાગી । મેં કંગાલ અનાથ વિના તુમ નાથ મોહરાગી, વિષય રસમેં અતિ મેં રાચા । ગતિ ચાર ચઉરાસી લાખ ઘર સાંગ

નાચ નાચ્યા, રહ્યા ઇન મેં નિશદિન માચ્યા (દોહા) દેવ સ્વરૂપ ન જાનિયો, જાન્યો ધર્મ ન સાર । વિના ગુરૂ શુભ સાધુકે, કિમ ઉતરૂં ભવ પાર । કરો ટુક નેક નજર સ્વામી ॥ કરૂણા૦ ॥ ૨ ॥ પાંચ ઈંદ્રીને વસ કીના । દયા દાન તપ નિયમ શીલ આતમગુણ દબ લીના, ભવો ભવ મેં બહુ દુઃખ દીના । રૂલા અનંતા કાલ નહીં તોભી ઈન સંગ ખીના, હાર અબ તુમ સરના લીના । (દોહા) કર કરૂણા કરૂણાનિધિ, હે પ્રભુ દીન દયાલ । જગતારણ જગનાથજી, કરૂણા નજર નિહાલ । પરમ પદ શિવપદ કે ગામી ॥ કરૂણા૦ ॥ ૩ ॥ મહા મોહન પ્રભુ જીન ચંદા । મહા ગોપ સત્થવાહ મહા આનંદ સુખ કે કંદા, ભવોદધિ નિર્યામક ભારી, નહીં વિના તુમ દેવ કોઈ જગ ઉપમા યહ ધારી, તુંહી જગમેં પર ઉપકારી ॥

(દોહા) સુરપતિ નરપતિ ખગપતિ, ભુવન પતિ વન ઇસિ । નમન કરે શુભ ભાવસે, પદપંકજ ધરશીસ । કરમદલ ચૂરનકે કામી । કરૂણા૦ ॥ ૪ ॥ નામ પ્રભુ જિનવર હિતકારી । હરિ કરી દવ રોગ જલોદર બંધન ભય હારી, અહિ રણુ ઉદધિ ભય વારી । જનમ મરણુ દુઃખ દૂર કરણુ કારણુ અરજી મ્હારી, અસિ પ્રભુ આણા કર ધારી । (દોહા) પારસ ફરસે લોહકો, નિજ સમ કરે તતકાલ । મેં તુમ ચરણી ફરસિયા, નિજ સમ કરો દયાલ । હર્ષ વલ્લભ આતમરામી ॥ કરૂણા૦ ॥ ૫ ॥

---

## (૨૮) શ્રી ચંદ્રપ્રભસ્વામી સ્તવન ॥

( ચાલ-રાજા કતરીયા ખોલ રસકી બુંદાં પરી )

શ્રી ચંદ્રપ્રભુ ભગવાન ભવજલ પાર કરો

॥ અંચલી ॥ ગુણગણ તુમ પ્રભુ નિર્મલ ચંદા, ગણધર સુરગુરૂ કથન કરંદા । તોભી નહીં કોઇ પાર લહંદા, મૈં ક્યા જાનૂં અનજાન ॥ ભવ૦ ૧ ॥ તુમ પ્રભુ તારક બિરૂદ ધરાયા, તારો સેવક શિવ સુખ કે દાયા । ચરણ સરણ પ્રભુ મૈં તુમ આયા, દેખો ન અવગુણવાન ॥ ભવ૦ ૨ ॥ ગુણ અવગુણ દેખી જો તારે, તુમ કો નાથ કહો કૌન ધારે ॥ ઔર થકી અતિશય ક્યા ભારે, જો તારો ગુણવાન ॥ ભવ૦ ૩ ॥ અષ્ટ કર્મને મોહે સતાયા, ચાર ગતિ ચોરાસી ભમાયા । દૂર કરો કર્મારિ રાયા, સેવક અપના જાન ॥ ભ૦ ૪ ॥ તુમ કિરપા સેવક પર હોવે । અષ્ટ કર્મ મોહ રાજા રોવે । સુમતિ સખી પ્રીતમ મુખ જોવે, ચિદઘન સુખકી ખાન ॥ ભ૦ ૫ ॥ તું દાતા મૈં

યાચક થારા, દાન કરો નિજ જ્ઞાન ભંડારા । આતમ રામ મિલે પ્રભુ પ્યારા, વલ્લભ ધરે તુમ ધ્યાન ॥ ભ૦ ૬ ॥

---

## (૨૯) શ્રી સુવિધિનાથસ્વામી સ્તવન ॥

[ દેશી વણજાગ કી ]

શ્રી સુવિધિ જિનંદ સુખકારી, પ્રભુ ભવજલ પાર ઉતારી । અંચલી. । અર્હન જિન રાગ વિડારી પારંગત ગુણભંડારી । ત્રિકાલ જાણુ કર્મારિ, સ્યાદવાદી પરમ ઉપકારી ॥ શ્રી૦ ૧ ॥ તીર્થંકર બુદ્ધ પદ ધારી, પરમેષ્ઠિ શંકર તારી । પુરૂષોત્તમ શિવ મગ ચારી, સર્વજ્ઞ ભવોદધિ પારી ॥ શ્રી૦ ૨ ॥ શંભુ જોગીશ્વર ભારી, બ્રહ્મા વિષ્ણુ બલિહારી । અષ્ટાદશ દૂષણ જારી, દેવાધિદેવ ભવ વારી ॥ શ્રી૦ ૩ ॥ ઇત્યાદિ

અભિધા સારી, ધારી પ્રભુ કેવલ ચારી ।
કરૂણા કર પ્રભુ અબ મ્હારી, પ્રણમુ મૈં વારંવારી
॥ શ્રી૦ ૪ ॥ તુમ સમ નહીં દેવ દિદારી,
સેવે સુર મુનિ આગારી । ગાવે ગુણ અમરી
નારી, ધ્યાવે ઋષિ વિષય નિવારી ॥ શ્રી૦ ૫ ॥
આતમ લક્ષ્મી દાતારી, ભવ ભવ મૈં તેરા
ભિખારી । કરો દાન પ્રભુ હર્ષ ધારી, આયો
વલ્લભ શરણુ તુમારી ॥ શ્રી૦ ૬ ॥

---

## (૩૦) શ્રી શીતલનાથ જિન સ્તવન ॥

[ દેશી–ચંચલ દૃગ ધૃતિ ન ધરત રી ]

શીતલ જિન ચરન પરતરી, પ્રભુ ચરનન
ફરસન મન તરસન, જિમ કરસન જલ વિન
કલ ન ધરત ॥ શી૦ અંચલી ॥ ધ્યાન પ્રભુ
તુમ ચરન બીચ, ભવતરૂ ન સીચ, ચાહુ ખરી ।

ધરી તુમરી સરન, પ્રભુ તુમરે ચરન, મન
લગરી લગન, ઘરી પલ ન છરત ।। શી૦ ૧ ।।
આઠ કરમ નહીં કરન દેત, મોહે અપના હેત,
લારપરી । સંસાર તાર, નહિં પારાવાર, કહું
વારવાર, અઘ દલન કરત ।। શી૦ ।। ૨ ।।
વીતરાગ તુમ જીત દોષ, ઘર ગુણકા પોષ,
આસ કરી । તુમ સમ નહીં, લિયા દેખ સહી,
ભ્રમ ભ્રમ મહી, જસ મલ ન ટરત ।। શી૦ ।।
૩ ।। રાત દિવસ તુમ ધરહુ ધ્યાન, કરૂં ગુણકા
ગાન, પાન કરી । અમીરસ સમાન, નિર્દોષ વાન,
શિવ સુખકી ખાન, ભવ જલન હરત ।। શી૦
૪ ।। મૈં અનાથ તું મેરા નાથ, અબ કર
સનાથ, હાથ ફરી । શીતળ જીણંદ, વલ્લભ આનંદ,
ફટો કર્મ ફંદ, પુન છલ ન કરત ।। શી૦ ૫ ।।

---

## (૩૧) શ્રી શ્રેયાંસ જિન સ્તવન ॥

[ ચાલ–જય બોલો ]

શ્રેયકરો શ્રેયકરો શ્રેયાંસપ્રભુજી શ્રેયકરો ॥ અંચલી ॥ તુમ સમ ઔર નહીં કોઇ જગમેં, ઘડી ઘડી પલ પલ પરૂં તુમ પગમેં, પ્રભુધ્યાને સુખ પાઉં સગમેં, સગમેં જી સગમેં અરૂ અપવગમેં ॥ પ્ર૦ ૧ ॥ નાના થાનકમેં હું ભમિયો, કાલ અનંતો વિરથા ગમિયો । રાગદ્વેષ મદ મોહમેં દમિયો, દમિયો જી દમિયો અતિ દુઃખ ખમિયો ॥ પ્ર૦ ૨ ॥ પૃથ્વી અપ તેઉમેં રૂલિયો, વાયુ વન કાયામેં ફુલિયો, બિ તિ ચઉ પંચેદ્રી ખુલિયો, ખુલિયો જી ખુલિયો પશુ મેં ભુલિયો, ॥ પ્ર૦ ૩ ॥ મનુજ અનારજ કુલ મેં આયો, પાપ કિયો કુકર્મ કમાયો, સદ્ગુરૂ જોગ વહાં નહીં પાયો,

પાયો જી પાયો કુગુરૂ ભરમાયો ॥ પ્ર૦ ૪ ॥
ઇત્યાદિ બહુ દુ:ખ મૈં સહિયાં, સુર ગુરૂ પાર
ન પાવે કહિયાં, પુણ્ય ઉદય કછુ અબ મૈં
લહિયાં, લહિયાં જી લહિયાં દુ:ખ ગયાં વહિયાં
॥ પ્ર૦ ૫ ॥ આરજ દેશ ઉત્તમ કુલ જાઇ,
સદ્‌ગુરૂ જોગ મિલ્યો સુખદાઇ, તુમ દર્શન શુધ
સમક્તિ પાઈ, પાઇ જી પાઈ ચરણુ છુહાઇ ॥
પ્ર૦ ૬ ॥ કર કરૂણા પ્રભુ વિષ્ણુ નંદન, તું
જગ બાંધવ ભવ દુ:ખ કંદન, શુભ ભાવે કરતે
ભવી વંદન, વંદનજી વંદન કટે ભવ ફંદન ॥
પ્ર૦ ૭ ॥ વલ્લભ સેવક અરજ સુનીજે, કરૂણા
ટુક સેવકપર કીજે, આતમપદ નિજ સમ કર
લીજે, લીજેજી લીજે શિવ સુખ દીજે ॥ પ્ર૦ ૮ ॥

---

## (૩૨) શ્રી વાસુપૂજ્ય સ્વામી સ્તવન ॥

(ચાલ નાટકી–આશક તો હો ચુકાહું)

વાસુપૂજ્ય સ્વામી મેરે, ગુણ ગાઉં નિત્ય તેરે। કાટો ચુરાસી ફેરે, કર લો સેવક કો નેરે ॥ અંચલી ॥ માતા જયા કે નંદા, વાસુપૂજ્ય કુલ ચંદા, સેવે સુરીંદ વૃંદા, કટે જન્મ મરણ ફંદા ॥ વા૦ ૧ ॥ સુરઈંદ પાય પૂજે, ભવી જીવ વાત બૂજે, પ્રભુ દેખ પાપ ધૂજે, કર્મો કા વ્રણ રૂજે ॥ વા૦ ૨ ॥ પૂજા કરત જોઈ, સફલ હાથ સોઈ, દેખે પ્રભુકો જોઈ, સફલ આંખ વોઇ ॥ વા૦ ૩ ॥ સરૂપ એક ભાસે, નિશ્ચય નય પ્રકાસે, વ્યવહાર કર્મ નાસે, સેવક પ્રભૂકે પાસે ॥ વા૦ ૪ ॥ સરન લઈ મૈં તોરી, પકડોજી બાંહ મોરી, પ્રીતમસે પ્રીતિ જોરી, કુમતિકો સંગ છોરી

॥ વા૦ ૫ ॥ પ્રીતમ પ્રભુજી જોવે, આતમ વલ્લભ હોવે, દુઃખ દંદ ફંદ ખોવે, મોહરાય બૈઠા રોવે ॥ વા૦ ૬ ॥

—o—

## (૩૩) શ્રી વિમલનાથ જિન સ્તવન ॥

(ચાલ–પાયેજી કલયુગ મેં એક ગુરૂ આતમારામ)

વંદૂજી શિવસુખદાયક વિમલનાથ મહારાય। જીનકે નિશ દિન શચિપતિ સુર નર પૂજે પાય। વંદૂ૦ અં૦ ॥ વિષ વિષધર હરિ ભય નાવે। લક્ષ્મી પૂજા સે પાવે। હરખ મન ભાવે ॥ શિવ૦ ૧ ॥ જન્મ જન્મ પ્રભુ મૈં ચાહૂ। ખરે આપ મેરે સિર નાહૂ। રખો ગહિ બાહૂ ॥ શિવ૦ ૨ ॥ યા વિધ મન મેં પ્રભુ સેવા। મીનો જલ જિમ ગજ રેવા। ખપે અઘ દેવા ॥ શિવ૦ ૩ ॥ નંદન

વન સમ પ્રભુ રાજે । વિબુધાદિક પર્ષદ ગાજે ।
વિપદ સબ ભાજે ।। શિવ૦ ૪ ।। દરિસન અમિ-
રસ પ્રભુ પ્યારા । જગજીવન પ્રાણુ આધારા ।
જનમ ફલ સારા ।। શિવ૦ ૫ ।। સૂરત મન
મોહનગારી । યમ જન્મ જરા દુઃખ વારી ।
યજ કે સુખ ધારી ।। શિવ૦ ૬ ।। રિખીસર
વલ્લભ ઇસા, જિનચરન કમલ ધરૂં સીસા,
જીવન જગદીસા. ।। શિવ૦ ૭ ।। આદિ પદ
હિરદે ધર કે, માગું સુખ તુમ પગ પર કે ।
કરમ જાય સર કે ।। શિવ૦ ૮ ।।

---

## (૩૪) શ્રી અનંતનાથજી સ્તવન ।।

(ચાલ–હેરી સખી નૈનોંસે નૈનોં મિલા ગયો)

હેરી પ્રભુ ભવજલ પાર ઉતાર લે, સેવક
જાન કે મોહે । અપના જાન કે મોહે, અની

હાં ભવ જલ૦ ।। અંચલી ।। મૈં સેવક પ્રભુ તુમ ચરનોકા, ઔર નહીં કોઇ ઠોર । જો હોવે જગ તુમ સરિખા તો, ક્યોં આવા તુમ ઓર, હેરી પ્રભુ અપના હી બિરૂદ ચિતાર લે ।। સેવક૦ ૧ ।। તારન તરન કહાવો પ્રભુજી, તારો ક્યોં નહીં મોય । વિન તારે નિષ્ફલ નામોં કે, કયા ધારે ગુણ હોય । હેરી પ્રભુ સેવક કી અબ સાર લે ।। સેવક૦ ૨ ।। અષ્ટ કર્મ ને ઘેરા પ્રભુજી, મોહે છુડાવો આપ । જગ સરણા નહીં ઔર કિસીકા, તુમહી માય ને બાપ, હેરી પ્રભુ યહ અરદાસ સ્વીકાર લે ।। સેવક૦ ૩ ।। નહીં છોડું ભવ ભવ કે માંહીં, ચરણ કમલ તુમ સાર । કર કરૂણા કરૂણાકર સ્વામી, જનમ મરણ દુઃખ ટાર, હેરી પ્રભુ દેવાધિદેવ કરાર લે ।। સેવક૦ ૪ ।। અનંતનાથ

પ્રભુ નામ ધરાવો, દો અનંત ફલ આજ । આતમ લક્ષ્મી શિવ સુખ ધામી, સત ચિત આનંદ રાજ । હેરી પ્રભુ આતમ વલ્લભ ધારલે ॥ સેવક૦ ૫ ॥

—o—

## (૩૫) શ્રી ધર્મનાથજિન સ્તવન ॥

(ચાલ–દહી વાલીકા તૌર દિખાના)

નમૂં ધર્મનાથ જીન સ્વામી । પરમ પરમ પદકે ધામી ॥ અંચલી ॥ અજર અમર પ્રભુ અજ અવિનાસી, નિર્મલ લોકાલોક વિકાસી, સત ચિત આનંદ રૂપ વિલાસી, જય જય પ્રભુ જય જય પ્રભુ નિષ્કામી ॥ નમૂ૦ ॥ ૧ ॥ એક અનેક સ આદિ અનાદિ, નિત્ય અનિત્ય અનેકાન્ત વાદી, સત ભંગી ઉપદેશ કે હાદી, જય જય પ્રભુ જય જય પ્રભુ નહી

ખામી ॥ નમૂં૦ ૨ ॥ ધર્મનાથ પ્રભુ ધર્મ કે દાતા, ભવિજીવોં કે હૈં તુમ ત્રાતા, દાન કરો અક્ષય સુખ સાતા, જય જય પ્રભુ જય જય પ્રભુ કર્મવામી ॥ નમૂં૦ ૩ ॥ તુમ પ્રભુ દેવ ગુરૂ જગ બંધુ, માત તાત કરૂણા રસ સિંધુ, મેહર કરો ન પડું ભવ અંધુ, જય જય પ્રભુ જય જય પ્રભુ વિસરામી ॥ નમૂં૦ ૪ ॥ તાર તાર કર્મારિ રાયા, મૈં સેવક તુમ સરની આયા, વલ્લભ આતમ રૂપ સહાયા, જય જય પ્રભુ જય જય પ્રભુ જગનામી ॥ નમૂં૦ ॥ ૫ ॥

---

## (૩૬) ॥ શ્રી શાંતિનાથજિન સ્તવન ॥

[ પહાડ—ચાલ—ચંદા પલ પલ બૈજાના ]

પલ પલ ગુણ ગાના ગુણ ગાનારે, જીયા

પલ પલ ગુણુ ગાના ગુણુ ગાનારે । વે પ્રભુકા ગુણુ વે પ્રભુકા, ગાતાં શિવ સુખ પાના પાના પલ પલ૦ ॥ અંચલી ॥ વિશ્વસેન અચિરાજી કે નંદા, મુઝ મન કુમુદ ખિડનકો ચંદા, જીમ પંકજ વન ભાના ભાના ॥ પલ પલ૦ ૧ ॥ જૈસે ચંદ્ર ચકોર સનેહા, મધુકર માલતી શિખી મન મેહા, તિમ મેરે મન માના માના ॥ પલ પલ૦ ૨ ॥ શાંતિનાથ પ્રભુ શાંતિકારી, આવત જગમેં મારી નિવારી, શાંતિ શાંતિ કા થાના થાના ॥ પલ પલ૦ ૩ ॥ શુધ મનસે જો પ્રભુ ગુણ ગાવે, ગુણિ જન સંગત ગુણી જન થાવે, પારસ સંગસે વાના વાના ॥ પલ પલ૦ ૪ ॥ તુમ પ્રભુ રાગ દ્વેષ કે ત્યાગી, મૈં પ્રભુ નિશદિન તુમરા રાગી । નહીં કુછ તુમ સે છાના છાના ॥ પલ પલ૦ ૫ ॥ દ્રઢ કર પકડી મૈં તુમરી બાંહાં, નિશદિન ચાહું મૈં તુમારી છાંહાં,

ઔર નહીં મન લાના લાના ॥ પલ પલ૦ ૬ ॥
આતમ લક્ષ્મી નિજ સમ કીજો, હર્ષ ધરી વલ્લભકો દીજો ॥ મારગ મોક્ષ કા જાના જાના ॥ પલ પલ૦ ॥ ૭ ॥

## (૩૭) શ્રી શાંતિનાથજિન સ્તવન ॥

[ સંસ્કૃત-કવ્વાલી ]

ન જાને કિં ગતં ભાવિ, યદિ માં ત્રાસ્યસે સ્વામિન્ । વદંતિ પંડિતા નિત્યં ભવંતં તારકં સ્વામિન્ । ધ્રુવપદમ્ ॥ કૃતા શાંતિ સ્ત્વયાગ-ત્યાભિધા શાંતિ ર્ધૃતા તેન । તથેદાની મપિ શાંતિં, પ્રવર્ત્તસ્વાભિતઃ સ્વામિન્ ॥ ન૦ ૧ ॥ ત્વમેવાર્હન્ જિનો બુદ્ધો, હરિબ્રહ્મા શિવોસિ યત્, ગુણૈર્જન્યેડભિધાને કો, વિચારો યુજ્યતે સ્વામિન્ ! ન૦ ૨ ॥ દૃશા ત્વામેવ પશ્યામિ,

નમામિ ત્વાં સ્મરામિ ત્વામ્, સદા ત્વામેવ પૂજામિ, વિશેષોકતેન કિં સ્વામિન્! ન૦ ૩ ॥ વિભો ચિત્તેપ્સિતં દાને, ફલં દાતારમેવ ત્વામ્, સુરદ્રુભ્યોઽધિકં જાને, વદામિ નાનૃતં સ્વામિન્! ન૦ ૪ ॥ નિજાત્માનન્દસમ્પત્કૃત્, જહિ દુઃખં સુખં દેહિ, પ્રભો ત્વં વલ્લભો નૃણામિતિ યાચેઽનિશં સ્વામિન્! ન૦ ૫ ॥

—o—

## (૩૮) શ્રી શાંતિનાથ જિન સ્તવન

[ ગઝલ-તાલ કવ્વાલી ]

દેવસ્ત્વમેવ ભગવન્, જ્ઞાતં મયેતિ સમ્યક્, અન્યો ન ત્વત્સમાનો, જ્ઞાતં મયેતિ સમ્યક્. દેવ૦ ૧ ॥ રાગાદિદોષરહિતો, મહિતો નરામરેન્દ્રૈઃ, દેવાધિદેવ ત્વત્તો, દેવોસ્તિ નૈવ સમ્યક્. દેવ૦ ॥ ૨ ॥ સ્યાદ્વાદી ત્વં નયજ્ઞો, નયવાદયુક્ત

વચનૈઃ, બ્રૂષે પદાર્થસાર્થં, જ્ઞાતં મયેતિ સમ્યક્. દેવ૦ ॥ ૩ ॥ વસ્તુ કથંચિંદસ્તિ, નાસ્તિ કથંચિદેવમ્, નિત્યં તથા હ્યનિત્યં, ગદિતં ત્વયેતિ સમ્યક્. દેવ૦ ॥૪॥ ક્રોધાગ્નિનાતિદગ્ધં, માનાહિનાતિજગ્ધં, બદ્ધં હિ નાથ માયા-જાલેન હંત સમ્યક્. દેવ૦ ॥ ૫ ॥ લોભાબ્ધિમગ્નમાધિ, વ્યાધિભિઃ પીડિતં મામ્, જાનાસિ કિં બ્રુવેऽહં, પાહિ જિનેશ સમ્યક્. દેવ૦ ॥ ૬ ॥ મત્તેભ-સિંહદલને, શૂરા ન મારહનને, કન્દર્પદર્પહરણે, શૂરસ્ત્વમેવ સમ્યક્. દેવ૦ ૭॥ આત્માનમાત્મના સહ, સામ્યં કુરુ મમાર્હન્, દેહ્યાત્મલક્ષ્મીહર્ષં, વલ્લભદેવ સમ્યક્. દેવ૦ ॥ ૮ ॥

—o—

## (૩૯) શ્રી શાન્તિનાથ જિન સ્તવન ॥

( ગઝલ–તાલ કવ્વાલી )

કરૂણાસુધાભિભરિતં, ચરિતં હિ તાવકીનમ્. કરૂણા૦ ॥ જ્ઞાનેન્દિરાવિલાસિન્, ત્યક્તેન્દિરેણુ સ્વામિન્, કુર્વાત્મરૂપગામિન્, મમ રૂપમાત્મનીનમ્. કરૂણા૦ ॥ ૧ ॥ બદ્ધોસ્મિ મોહજાલે, મહાદુ:ખદે કરાલે, મિલિતોસિ નાથ કાલે, કુરૂ બન્ધનૈર્વિહીનમ્. કરૂણા૦ ૨॥ વિષયેષુ જાનુદધ્નં, દીનં સદા હિ મગ્નમ્, અધુના તવાંઘ્રિલગ્નં, કુરૂ નાથ મામદીનમ્. કરૂણા૦ ॥ ૩ ॥ ધેહિ કૃપાં કૃપાલો, દેહિ સુખં દયાલો, નાશં પ્રયાતુ કાલો, દૃષ્ટવાન્ધકાર ઇનમ્. કરૂણા૦ ॥ ૪ ॥ વલ્લભદેવ ચરણે, હર્ષાત્મલક્ષ્મીકરણે, હતું સ્વજન્મમરણે, મન એવ મેડતિલીનમ્. કરૂણા૦ ॥ ૫ ॥

—o—

## (૪૦) શ્રી શાન્તિનાથ જિન સ્તવન ॥

[ દેશી–થઇ પ્રેમ વશ પાતલિયા ]

પ્રભુ શાંતિ જિન સુખકારી, તુજ મૂર્તિ મોહનગારીરે. પ્રભુ૦ અંચલી ॥ કામગવી સુરમણિ સુરતરૂવર, મનવંછિત દાતારા, તુમ ઉસસે અતિ હિતકારા, ભવસાગર પાર ઉતારી રે. પ્રભુ૦ ૧ ॥ રાગદ્વેષકે ચિહ્ન ન દીસે, ઔરત શસ્ત્ર પ્રચારા, મૂર્તિ પ્રભુ તુમ અવિકારા, પ્રભુ વીતરાગ બલિહારી રે. પ્રભુ૦ ૨ ॥ શાંતિ કરી જગ નામ લિયો શુભ, શાંતિનાથ જગ-સ્વામી, કરૂં અર્જ પ્રભુ શિર નામી, હરો કર્મરોગ ઉપકારી રે. પ્રભુ૦ ૩ ॥ દુષમ કાલમેં પ્રભુ તુમ મૂર્તિ, સાથ આગમ આધારા, સંગ નિશ્ચય ઔર વ્યવહારા, સ્વચ્છંદાચાર નિવારી રે. પ્રભુ૦ ૪ ॥ આણા તપ જપ સંયમ આણા,

આણુા સમક્તિ જાની, આણુામેં ધ્યાની જ્ઞાની, કરણી શુભ આણુાધારી રે ાા પ્રભુ૦ ૫ ાા અચિરાનંદન ભવભયભંજન, અર્હન્ શિવ સુખદાયા, વંદન કરૂં મન વચ કાયા, ટરે મોહરિપુ બલ ભારી રે ાા પ્રભુ૦ ૬ ાા બિલીમોરા મંડન અઘ ખંડન, શાંતિ શાંતિકે ધામી, કરો નિજ-ગુણુ આતમરામી, વલ્લભ મન હર્ષ અપારી રે ાા પ્રભુ૦ ૭ ાા



## (૪૧) શ્રી શાંતિ જિન સ્તવન ાા

( દેશી–થઇ પ્રેમ વશ પાતલિયા )

પ્રભુ શાંતિજિન સુખકારી, તુમ ચરણુ સરણુ બલિહારી રે–પ્ર૦ અં૦ ાા શાંતિનાથ પ્રભુ શાંતિ કરતા, કરતા જગ જન સાતા, હરતા

જગ જનકી અસાતા, જાઉં શાંતિ નાથ બલિ-
હારી રે–પ્ર૦ ૧ ।। નામ શાંતિ ઔર સ્થાપના
શાંતિ, દ્રવ્ય શાંતિ ભાવ શાંતિ । અજ અચર
અમર અભ્રાંતિ, શાંતિ જિન શાંતિ કારી રે–
પ્ર૦ ૨ ।। નામ અનુપમ કામ અનુપમ, ધામ
અનુપમ ધારી । અનુપમ પ્રભુ સેવા સારી,
અનુપમ ફલ શિવ દાતારીરે-પ્ર૦ ૩ ।। સોલમે
પ્રભુકી સેવા કરકે, સોલ કષાયકો હરસું ।
ઉપસર્ગ સહન સોલ કરસું, બનસું નિજ રૂપ
વિહારી રે–પ્ર૦ ૪ ।। શાંતિ કરણ કારણ પ્રભુ
શાંતિ, દાઠા નગર મઝારી, આતમ લક્ષ્મી ઉર-
ધારી, વલ્લભ મન હર્ષ અપારી રે–પ્ર૦ ૫ ।।

---

## (૪૨) શ્રી શાંતિજિન સ્તવન ॥

(દેશ ગરબાની)

ધન્ય દિવસ ઘડી આજકી જિનંદજી, ભેટયા શાંતિ જિન રાજરે પીર મોરી ભાગીરે ॥ જિ૦ ૧ ॥ શાંતિનાથ પ્રભુ નામસે જિ૦, શાંતિ શાંતિ કો ઠામરે ॥ પીર૦ ॥ ૨ ॥ દર્શન દુરિત વિનાશકો જિ૦, વંદન પૂરે મન આશરે. પીર૦ ॥ ૩ ॥ પૂજન લક્ષ્મી પૂરતો જિ૦, કર્મ ભરમ સબ ચૂરરે. પીર૦ ॥ ૪ ॥ ચાહતે આતમ સુખ સાત કો જિ૦, ચરણ કમલ ભલી ભાતરે. ॥ પીર૦ ॥ ૫ ॥ અમરા નરા સબ જાતકે જિ૦, ભ્રમરાયંતે દિન રાતરે. પીર૦ ॥ ૬ ॥ રેવા કિનારે કોરલ ગામમેં જિ૦, શાતિ પ્રભુકે ધામરે. પીર૦ ॥ ૭ ॥ દેખ્યો મહોત્સવ ઠાઠસે જિ૦, આનંદ ભર દિન આઠરે. પીર૦ ॥ ૮ ॥ અષ્ટ

રસાંક ઇંદુ વર્ષમેં જિ૦, પોષ સુદિ અતિ હર્ષરે. પીર૦ ॥ ૯ ॥ યાત્રા કરી શાંતિનાથકી જિ૦, સાધુ એકાદશ સાથરે. પીર૦ ॥ ૧૦ ॥ આતમ લક્ષ્મી સારહૈ જિ૦, વલ્લભ હર્ષ અપારરે. પીર૦ ॥ ૧૧ ॥

—૦—

## (૪૩) શ્રી શાંતિનાથ સ્તવન ॥

( ચાલ–કરો પાર નૈયા મોરી )

શ્રી શાંતિનાથ સ્વામી, કરૂં અર્જ સીસ નામી ॥ ટેક ॥ પ્રભુ શાંતિ શાંતિ કરતા, દારિદ્ર દુઃખ હરતા, નિર્દોષ નિષ્કામી. ક૦ ॥ ૧ ॥ સંસાર દુઃખ ખાની, ખાની સુખોંકી માની, અજ્ઞાન સંગ પામી. ક૦ ॥ ૨ ॥ પ્રભુ મૈં હું ક્રોધી માની, લોભી મહા અજ્ઞાની, નહીં રાગ દ્વેષ ખામી. કરૂં૦ ॥ ૩ ॥ યોવન રંગ છાયો, વિષયોમેં

મન લગાયો, કીની ન નેક નામી. કરૂં૦ ॥ ૪ ॥ ગુરૂ દેવકો ન જાન્યો, નહીં ધર્મકો પિછાન્યો, અવગુણુ કયા વદામિ કરૂં૦ ॥ ૫ ॥ અબ પુણ્ય ઉદય આયો, પ્રભુ દર્શ તુમ પાયો, મિથ્યાત્વ દીનો વામી. ક૦ ॥ ૬ ॥ તારો પ્રભુ કૃપાલુ, તુમ દીનકે દયાલુ, કરૂણા સુધાકે ધામી. ક૦ ॥ ૭ ॥ સુરનર મુનીંદ ધ્યાવે, સ્વર્ગાપવર્ગ પાવે, પ્રભુશાંતિ અર્ચયામિ ॥ ક૦ ૮ ॥ શાંતિ આનંદ દીજે, સેવક શાંતિ કીજે, વલ્લભ આત્મરામી. ॥ ક૦ ૯ ॥

---

## (૪૪) શ્રી શાંતિનાથ સ્તવન ॥

બલિહારી બલિહારી બલિહારી જગનાથ હો જાઉં તોરી, શાંતિજિન શાંતિ સેવક દીજિએજી. આંકણી ॥ કાલ અનાદિ કેરા, ફિરતા હું જગમેં ફેરા, અંત ન આયો જિન ઉપકારી.

જગ૦ ૧ ॥ પુણ્ય ઉદય પાયો, ચરણુ સરણુ દાયો, ઔર ન તુમ સમ જગ દાતારી. જગ૦ ૨ ॥ ચિદઘન નામી સ્વામી, શિવ પદ ગામી પામી, ખોટ ન માનું અબ હિતકારી. જગ૦ ૩ ॥ દીન અનાથ નાથ, ગહિયો મૈં હાથ સાથ, દોષ ન રંચક ગુણુ ભંડારી. જગ૦ ૪॥ આતમ સુખ આપો, વલ્લભ દુઃખ કાપો, ફેર ન લેઉં ભવ અવતારી. જગ૦ ૫ ॥

---

## (૪૫) શ્રી શાંતિજિન સ્તવન

( દેશી—મનમાયાના કરનારારે )

પ્રભુ શાંતિ જિનંદ અવધારોરે, મૈં તો સેવક હું પ્રભુ તારો, તુમ વિના નહીં આધારોરે, તારો તારો સેવક પ્રભુ તારો. અં૦ ॥ શાંતિ

જિનંદ પ્રભુ શાંતિ જગ કારી, ટાર્યો હૈ મોહ વિકારો, શાંતિ કરો મુઝ શાંતિકે કર્તા, ટારી કરમ વિસ્તારોરે. તા૦ ૧ ॥ શુદ્ધ સ્વભાવી કર્મ વિભાવિ, નિશ્ચયને વ્યવહારો, નિશ્ચય આતમ સિદ્ધ સ્વરૂપી, વ્યવહારથી સંસારોરે તા૦ ૨ ॥ ક્રોધી કભી કભી માયી કભી કભી, લોભી કિયો અહંકારો ॥ કામી કભી કભી પામી નહીં પ્રભુ, કીનો ન કામ વિચારોરે ॥ તા૦ ॥ ૩ ॥ કાલ અનાદિ જન્મ મરણસે, આયો ન અબ તક આરો, કારણ યામેં ઔર નહીં પ્રભુ, પાયો ન શુદ્ધ દિદારોરે ॥તા૦૪॥ મંજર વિન નહીં કોયલ ટહુકે, મોર ન વિન ગરજારો, શુદ્ધ નિમિત્ત તુમ દેવ વિના નહીં, હોવે ભવોદધિ પારોરે, તા૦ ॥ ૫ ॥ અર્હન વિશ્નુ શંકર સ્વયંભૂ, એક ન ભેદ ન લગારો, રાગ નહીં નહીં

